# મહાયુદ્ધ

( બે કાવ્યો )

[redacted]

ગોવિંદ સ્વામી

હુતાશની
૧૯૯૬

૦-૧-૦

આવૃત્તિ ૧ લી
પ્રત ૫૦૦

# આવકાર

**આ** બે કાવ્યોને આવકારતાં મને અત્યન્ત આનંદ થાય છે. નહિ કે ગુજરાતી સાહિત્યના આ બે સર્વોત્તમ કાવ્યો છે, એ લેખે; પરન્તુ સંવેદનાશીલ સાહિત્યિક પ્રાણમાં જે પ્રકંપ આજે ઝણઝણી ઊઠયો છે, જેને ખૂબ નજીક રહી સાંભળવાનું, કહો કે પ્રતિક્ષણ અનુભવવાનું સદ્ભાગ્ય મને મારા રાજકારણી જીવને પ્રાપ્ત કરાવ્યું છે, એ પ્રકંપ આજે મારા આ બે મિત્રો કાવ્યદેહે આપણી સૌની સમક્ષ રજૂ કરી રહ્યા છે, એને કારણે.

'પ્રલે આ ધરતી તણો' ક્યારે રોકાશે? ક્યારે 'એને આઝાદી કેરી પુનિત લડતમાં ફેરવે કોણ બંકો?' આ પ્રશ્નો—આ ભય અને આશાના આ સવાલો આજે કયા માનવ-દિલમાં, કયા કવિપ્રાણમાં, અજંપો નહિ જગાડી રહ્યા હોય? એ સવાલો અને એના જવાબો અસંદિગ્ધ, નિર્ભીક અને સમયસર જાહેર રીતે ઉચ્ચારવાની, અને તેમને કાવ્ય વાણીમાં ઉતારવાની શરૂઆત કરનાર આ મિત્રોને આપણે આવકારીએ. એમની આ વાણીને કાવ્ય અને માનવતાની ઉપાસનાનાં બે સાદાં ફૂલ ગણીને ય આવકારીએ.

૧૮-૩-૪૦<br>અમદાવાદ }

ભોગીલાલ ગાંધી

# પ્રાસ્તાવિક

માનવહૃદયમાં રહેલ પાશવતા અત્યારે અભૂતપૂર્વ બિભીષણ તાંડવના ભયાનક પૂર્વરૂપ બતાવે છે. એના રૂપના ખ્યાલથી નીકળેલી આ અરેરાટી છે.

આ સિવાય અમારે બીજું કૈં કહેવાનું નથી.

ગૂજરાત સમૃક્ષ આ દૃષ્ટિએ જ આ પુસ્તિકા અમે ધરીએ છીએ.

પ્રસિદ્ધિકરણની આર્થિક સહાય માટે શ્રી. ધ્રુવ એન્જીનીઅરનો, પ્રસ્તાવના માટે શ્રી. ભોગીલાલ ગાંધીનો, તથા વ્યવસ્થા માટે શ્રી. મણિશંકર પંડયાનો આભાર માનવાની આ સ્થળે અમે તક લઇએ છીએ.

તા. ૧૪–૩–૧૯૪૦,
આયુર્વેદ મહાવિદ્યાલય,
પાટણ (ઉ. ગુ.)

પ્રજારામ ન. રાવળ
ગોવિંદ સ્વામી

# આગામી મહાયુદ્ધ

( અનુષ્ટુપ )

તોળાતાં વિશ્વને માથે વજ્રો આજે વિનાશનાં,
તૂટ્તૂટ્ થતા જાણે ખંડેખંડો ધરાતણા. ૧

છૂટાછવાયા નાચે છે ભૈરવો યુદ્ધદૈત્યના;
યુદ્ધદૈત્યતણી આવે પર્વણિઃ પડઘા થતા. ૨

હિસાકા તોપના ગાજે હજારો સ્પેન–ચીનમાં;*
ઍરોપ્લેન અને બૉંબો : અગ્નિના ધોધ વર્ષતા. ૩

કૂડી સાધેલ સંસિદ્ધિ વિજ્ઞાનથકી કૈંક, તે,
ભસ્માસુર સમી લાવે પોતાના જ વિનાશને. ૪

માનવો હણવાને સૌ માનવોને મથી રહ્યા,
કાપવામાં ગળાં ભાઈ ભાઈનાં રત થૈ ગયા. ૫

અહો, સામ્રાજ્યનો લોભ, અહો, ઘોર મદાંધતા,
મદાંધ થઇને પોતે પોતાનાં અંગ છેદતા! ૬

શેરીમાં રમતાં બાળો, માતાઓ ધવડાવતી,
હાલરડાં ગાઈને કોઈ બાળકોને ઉંઘાડતીઃ ૭

બાળકો ગભરુ, માતા, વૃદ્ધો, આજારીઓ, અને
કણુકતા દરદી–સૂતી હૉસ્પીટલ અપંગ યે, ૮

અમૂલાં સંગ્રહસ્થાનો, કલાનાં ધામ, વાડીઓ,
લીલુડા લચતા પાકે ડોલતાં મદ ખેતરોઃ ૯

સાંજના કામથી આવ્યા ‘બાપુ’ના મિષ્ટ ખોળલે
બેસવા હરીફો થાતાં કુમળાં ભાંડુઓપરે ૧૦

---

* કાવ્ય લખાયું ત્યારે સ્પેનમાં યુદ્ધ ચાલુ હતું અને ચીન-જાપાન–યુદ્ધ વધુ પ્રબળ હતું.

ધડોધડ તૂટી પડે
ઍરોપ્લેનથકી બૉમ્બોતણી કૈં કારમી ઝડી ૧૧

પ્રલયંકર, ના ઘડી,
ને સૂતું પૃથ્વીને ખોળે શ્હેર સર્વ સપાટ થૈ. ૧૨

રઝળે શેરીએ, હાટે, અંગો કૈં ટુકડા થયા;
ફૂટેલાં મુંડ, તૂટેલા કરો, પાય, ધડો પડયાં. ૧૩

અધૂરુ ધાવિયા હોઠોવંતાં માથાં સુકોમળાં;
નિશાળે ભણવા જાતાં દફતરો રખડી રહ્યાં. ૧૪

ભયત્રસ્ત બચ્ચા કો'નાં અંગેઅંગ ધ્રૂજી રહ્યાં,
આશરો જડતો ના કયાં, આભથી આગ વર્ષતાં. ૧૫

ઘોર સંહારસત્રે આ કથાને નરમેધની
વાંચતાં, ગાત્રગાત્રોમાં કમકમાટી વછૂટતી. ૧૬

હજી યે કૈં રહ્યું બાકી આવા સંહારસત્રથી ?
લોહીના અનગળ પાને તૃષા તૃપ્ત થઈ નથી ? ૧૭

હજી યે શેની છે હૈયે તૃષા રાક્ષસ યુદ્ધના ?
–'ચૌદ'માં લોહી પીધેલા હોઠો વણસુકાયલા. ૧૮

વછોડી છાતીથી મેલ્યા માવડીએ કિશોર શા;
અણસમજૂ બાળે દીઠા કાલે યુદ્ધ જતા પિતા. ૧૯

ફૂટતી કળીઓ, ખીલ્યાં ફૂલડાં, ન્હાળી, હર્ષતાં
માતાનાં ગર્વીલાં હૈયાં ભાંગી ભુક્કો કરી દીધાં. ૨૦

હજી તો આંસુઢાળેલી આંખો માતતણી ભીની,
પ્રિયાની તૂટતી છાતી હજી કૈં કણુકી રહી. ૨૧

અમારા ધન શા ચાવ્યા લાખો કૈંક જુવાનડા;
કુંભકર્ણ ! શમ્યા ના શું ભૂખના ભડકા છતાં ? ૨૨

અતિથી આટલો વ્હાલો શાને યૂરપની પ્રજા ?
પીરસો પતરાળીમાં દેશહીર જુવાનડા ! ૨૩

હજી તો ધ્રૂસકાં માતાછાતીકેરાં શમ્યાં નથી;
લાખ્ખોની લોથ પૃથ્વીના હૈયામાંહ હજી સુતી. ૨૪

પાવડે ઢસડયા કાલે હજી તો મડદાંતણા
ગંજના ગંજ : ખાઈમાં નાખતાં ય દિનો ગયા. ૨૫

પરપે રાજ્યનો લોભ, અહમ્‌ના ધુધવાટનો
ગાજતો દરિયો દોડે : પ્રલે આ ધરતીતણો. ૨૬

યુદ્ધોની આવડી શાને પિપાસા ? વિભુએ દીધાં
ધનધાન્યવતી પૃથ્વી, આંબાઓ ફળથી લચ્યા; ૨૭

નદીઓ, ઝરણાં ગાતાં, સરોવર જળે છલ્યાં,
રમકડું ચંદ્ર, તારાઓ, પૂષા, આભ, અનંતનાં ૨૮

અહોરાત થતાં ગાણાં ગવૈયા દરિયાતણાં,
સવારસાંજ પંખીના કિલ્‌કિલાટ થતા મીઠા, ૨૯

ઉષાસંધ્યાતણાં રૂપો નવાં નિત્ય ય નિર્ખવાં;
ખજાના સુખસમૃદ્ધિતણા આવા મળી ગયા: ૩૦

ભોગવો લ્હેરથી ના કાં ? પીઓને સર્વ શાન્તિથી,
હોઠે ધર્યા અમીકેરા પ્યાલાઓ ખૂટશે નહીં. ૩૧

હોંસાતોંસીમહીં પ્યાલા બધાના ધરણી ઢળે :
અહો બીજા યદિ જાણે, શોચી મૂર્ખાઈ આ રહે. ૩૨

ધ્વંસવિધ્વંસ શાને આ જગબાગતણો કરો ?
માંહોમાંહે નકામા જ કપાઈ ભાઈ કાં મરો ? ૩૩

ઘોર સંહારસત્રો સૌ આ કદા અટકી જશે ?
બ્હોળા કુટુંબ શી કયારે સમસ્ત પૃથિવી થશે ? ૩૪

વિધવિધ વર્ણો, વેશો, બોલીવાળી બધી પ્રજા
ભાંડુડાં સરખી રે'શે કલ્લોલંત મોંઠું કદા ? ૩૫

ને, એ કલ્લોલનો સૂર અનંતે ઊર્ધ્વ ઊડતાં,
સૂણતાં, વિશ્વ સારુ યે રહેશે મલકી કદા ? ૩૬

પ્રજારામ ન. રાવળ

# મહાયુદ્ધ

(સ્રગ્ધરા)

શાને આજે ફરીથી ભડભડ સળગી યુદ્ધની રુદ્રજ્વાળા ?
શાને આજે ફરીથી મનુજ જીવનના નાશના ઘોર ચાળા ?
શાને આજે ફરીથી અગણ્ જનનીકેરા વછોડાય ખોળા ?
શાને આજે ફરીથી રૂધિર છલકતા છાય આ મેઘ-ટોળા ?

યુદ્ધ-જ્વાળા શમ્યાને વરસ હજુ ય રે ! વીશ પૂરા થયા ના,
મૃત્યુની આર્તચીસો શમન થઈ ગયે વર્ષ ઝાઝા ન વીત્યા.
રે, ત્યાં તો આજ પાછા ધમમ ધમમ ધમ્ ઘોર ગર્જી ઊઠ્યા આ
વિશ્વે કૈં વાદળાંઓ : પૃથિવી પ્રલયના નાદથી ધણધણી રહે.

આજે આ જર્મનીમાં અગણ્ સળગતા સ્વસ્તિકો લોહીયાળા;
'આર્યો છે ઉચ્ચજાતિ, જગત સકળને શાસશે ફક્ત આર્યો;
વિશ્વ સામ્રાજ્ય એનું : અવર મનુજ સૌ આર્યકેરા ગુલામો'
જોશીલા એ નિનાદો જગત ઉપર રે ! યુદ્ધની રેલ રેલે.

ભ્રૂમધ્યે ચણ્ડ ગર્જે કર અસિ ધરીને રોમનો રાજ્યકર્તા;
'ફાસીસ્ટો એકલાને નગરજીવનના હક્ક, ના લોકસત્તા--
--કેરી બંધાઈ આંહીં, નહીં જ જીવનમાં સામ્યના કેરી વાદો;
વિશ્વે સામ્રાજ્ય મારૂં : ઈટલિ જગતના કેન્દ્રસ્થાને જ રાજે.'

મેલી શાહી મુરાદે બ્રિટન જગતમાં આગ-ચીંગારી વેરે;
'વિશ્વે સામ્રાજ્ય મારૂં અવિચલ, નહીં ત્યાં સૂર્ય યે અસ્ત થાશે.
ફૂલેતી એ લોકસત્તા અરધ જગતનું લોહી રે ! ગટ્ગટાવે;
સત્તાના ત્રાજવાને નિજભણી બળથી રોજને રોજ ખેંચે.

જાપાની ગીધ ચૂંથે નજીક પૂરવમાં ચીનનાં અંગઅંગો;
પીળી ચીની ધરાયે અઢળક ઉભરે લોહીના રુદ્ર રંગો.
હજ્જારો તોપગોળા, ગરલમયિ હવા, બોમ્બની ઘોર-વર્ષા
વર્ષે આકાશ-યાનો; મનુજ મનુજની આટલી શી જિઘાંસા ?

આ પ્હેલાં વીશ વર્ષે અરસપરસ રે ! આથડયા વર્ગ-સ્વાર્થો;
એના ભંગારમાંથી સરજન નવલાં લેનિને આરભ્યાતા;
રાતી શાંતિ ધ્વજાઓ દલિત જગતની આશશી ફરૂફરાવી;
પૃથ્વીના ષષ્ઠખંડે દલિત મનુજનું રાજ્ય રાતું વિકાસ્યું.

મંડાણી છાવણીઓ જગતકલહની વર્ગ વર્ગોની વચ્ચે,
ફિન્લૅંડે શોષકોએ સબળ મથક સ્થાપ્યું પ્રતિક્રાંતિ અર્થે;
ને એના રક્ષણાર્થે ભયભીત બનતા શોષકો આજ યુદ્ધે
મૂડી બાકી રહેલી વ્યરથ ખરચતા બર્ફીલા રમ્યપ્રાંતે.

ચૂંથાતાં વિશ્વઅંગો પળપળ સળગે જીવતી જીંદગીઓ,
હાસે અટ્ટાટ્ટહાસ્યે સકળ જગતના ધ્વંસમાંહીં ચૂડેલો :
એને હૈયે પિપાસા અધિક રૂધિરની, યુદ્ધ અંતે નિહાળે
લક્ષ્મીની છોળછોળો, ધરતી અધિક પે રાજ્યની એષણાઓ.

રે, આ સંહારસત્રો નિતનિત પ્રગટે કોઈ ને કોઈ ખૂણે;
યુદ્ધોની હારમાળા રૂધિરવરણથી વિશ્વને રોજ રંગે,
વૈષમ્યો ઝેરભાર્યાં નિતનિત વધતા વિશ્વના માળખામાં;
ચીંગારી યુદ્ધકેરી અહીં તહીં મૂકતા દારૂઠાંસ્યા સ્થળોમાં.

મંડાણા આજ વિશ્વે રૂધિર ઉભરતા વર્ગીય સ્વાર્થ જંગો-
દેખાતા આજ વિશ્વે ભડભડ બળતાં પૃથ્વીનાં અંગઅંગો-
ચૂસાતા આજ વિશ્વે અગણમનુજના કોમળા રૂપ, રંગો.
એને આઝાદીકેરી પુનિત લડતમાં ફેરવે કોઈ બંકો ?

કયારે જાગી ઉઠે રે, અગણ યુગ સુતી શોષિતોની જમાતો ?
કયારે આઝાદીકેરો ફરફર ફરકે વાવટો રમ્ય રાતો ?
કયારે સંવાદી સૂરો રમણીય રવથી વિશ્વમાં પૂર્ણ રેલે ?
કયારે કલ્લોલ મીઠો રવપ્રતિરવથી વિશ્વમાં ફુલ્લ ફેલે !

**ગોવિંદ સ્વામી**

# જગે ક્યારે—?

[ શિખરણી ]

હજારો વર્ષોથી સતત સળગે યુદ્ધ ભડકા,
મનુષ્યોના હૈયે અતિશય ભર્યા આગ—કટકા.
ધખેલા અંગારા જરીય હજુ તો શાંત ન થતા,
તહીં રાતા રંગે સળગી ઉઠતા નિત્ય બમણા.

છવાયેલા વિશ્વે ગરળવમતા માનવ—જૂથો,
દમંતા ત્રાડંતા દશન કચડંતા હરપળે.
ઉના અંગારાશા નયન દૃયથી વહ્નિ વરસે;
મહાયુદ્ધજ્વાળા જટિલ જગને ચાટતી ફરે.
થીજાયેલા ક્રૌર્યે દલિત જનના શોણિત ચૂસે,
વરૂ ભૂખ્યા જેવાઃ રૂધિર નીગળંતા મુખ દીસે.
લુંટાવે ફંગોળે રતન સરખા યૌવન—ધનો,
છુપાયેલા એતો મનુજ બુરખે રાક્ષસગણો !

જગે ક્યારે શીળાં ઝરણ ફૂટશે, આગ શમશે,
મહાનંદે પૃથ્વી પ્રિય પ્રણયમંત્રો ધ્વનવશે !

ગોવિંદ સ્વામી

પ્રકાશક : પ્રજારામ ન. રાવળ અને ગોવિંદ સ્વામી, પાટણ
મુદ્રક : મણિલાલ પુ. મીસ્ત્રી, બી. એ., આદિત્ય મુદ્રણાલય • રાયખડ • અમદાવાદ